બાલજીવન પુસ્તકમાળા પુસ્તક ૭

# વસંત



બાલજીવન પુસ્તકમાળા—પુસ્તક ૧

આવૃત્તિ ૩ જી
સને ૧૯૩૧

# વસંત

કિં. રૂ. ૦-૧-૦
સં. ૧૯૮૭

લેખિકા : સ્વ. સૌ. અર્યમન મહેતા

## આ વારે...

બાલજીવન પુસ્તકમાળાની સૌથી પહેલી ચોપડી છે. તે અગાઉ સંવત ૧૯૭૮માં બહાર પડેલી. તેની બીજી આવૃત્તિ ૧૯૩૦ મા બહાર પડી હતી ને તરતજ ૩-૪ મહીનામા ખપી ગઈ હતી. તે પછી તેની આ ત્રીજી આવૃત્તિ છાપવાનો યોગ આવ્યો છે. એ પણ જલદી ખપી જશે એમ આશા છે.

આ ચોપડી સુરત ચૌટાના પુલ નજીક 'શંકર' પ્રિન્ટીંગ પ્રેસમા નારાયણરાવ એલ. નીકમે છાપી અને કરસનદાસ નારણદાસ બુકસેલરે નાણાવટ—સુરતમાથી પ્રકટ
૨-૩૧.

# વસંત

૧૫૭૦૯

(૧)

"બૂટ સાફ કરાવવાં છે? સાહેબો, બૂટ સાફ કરાવવાં છે?" એ પ્રમાણે બૂમો પાડતો વસંત એક વખત ફરતો હતો.

એટલામાં અંગ્રેજી પોશાક પહેરેલો ભૂપેન્દ્ર નામનો તે શહેરનો એક પ્રખ્યાત વેપારી ત્યાંથી પસાર થતો હતો, તેણે બૂમ સાંભળી. તે હમેશાં એવી બૂમો સાંભળતો, પણ તેના ઉપર ધ્યાન આપતો નહીં. આજે એનું ધ્યાન ખેંચાયું, અને એણે પોતાને પગે પહેરેલાં બૂટ સામું જોયું, તો તે કાદવના ડાઘાવાળાં લાગ્યાં.

ભૂપેન્દ્રને કદી ગંદા બૂટ ગમતાં નહીં. ઘેરથી નીકળ્યો ત્યારે તો તેનાં બૂટ ચોખ્ખાં હતાં. હમણાં ડાઘવાળાં જોઈ તેણે પેલા છોકરાને બૂમ પાડીઃ

"એ છોકરા! અહીં આવ. મારાં બૂટ સાફ કરીશ?"

વસંતઃ "હા સાહેબ, ઘણી ખુશીથી."

એમ કહી તેણે પેટી ભૂપેન્દ્રના પગ આગળ મૂકી.

ભૂપેન્દ્રે પોતાના પગ પેટી ઉપર મૂકયા. તરત વસંતે તેનાં બૂટ પૉલીશ કરવા માંડયાં.

ભૂપેન્દ્રે કહ્યું, "જો સારાં પોલીશ કરજે હો બચ્ચા! અને જલદી કરજે, મારે ઉતાવળ છે."

વસંતે ઘણી ઝડપથી બૂટને કાળો મસાલો લગાડી ઘસીને એવાં ચકચકતાં કીધાં કે તેમાં પોતાનું મ્હોં દેખાય. બૂટ બરાબર થયાં એટલે ભૂપેન્દ્રે ગજવામાંથી પૈસા કાઢીને વસંતને આપ્યા, અને ઝડપથી પોતાને રસ્તે ચાલ્યો.

વસંતે તે પૈસા જોયા વગર ગજવામાં સેરવી દીધા. પાછી બૂમ પાડવા માંડીઃ "બૂટ સાફ કરાવવાં છે? મહેરબાનો, બૂટ સાફ કરાવવાં છે?"

પણ હવે બધી ઑફીસો ખુલી ગઈ હતી, અને લોકો કામ ધંધે વળગી ગયા હતા. એ રસ્તા ઉપર લોકોની આવજા બંધ થઈ હતી. વસંતે પોતાની પાસેના પૈસા ગણવા માંડયા.

બધા પૈસા પોતાના ગજવામાંથી કાઢયા, અને ગણવા જતો હતો એટલામાં અજાયબીથી તે એકદમ ચમકયો, કારણ તે પૈસાની અંદર એક ગીની હતી!

તેણે ધાર્યું કે નક્કી ભૂપેન્દ્રે ભુલમાં પૈસાની સાથે ગીની આપી હશે. તેને ગીની પાછી આપવા માટે આસપાસ જોવા લાગ્યો. પણ તે એટલામાં એટલો દૂર ચાલ્યો ગયો હતો કે વસંતથી દેખાયો નહીં.

તેણે વિચાર કીધો કે હું એમાંથી થોડું બળતણ, ખાવાને માટે સારી ચીજો, ને એવી થોડી વસ્તુઓ લઈશ.

આવી રીતે થોડી વાર વિચાર કર્યો એટલામાં પાછી લોકોની આવજા શરૂ થઈ, અને એટલી ઘરાકી મળી કે વધારે વિચાર કરવાનો તેને વખત જ ન મળ્યો.

આખરે ઘેર જવાનો વખત થયો. તે ખુશાલીમાં સીસોટી વગાડતો પોતાને ઘેર ગયો. દાદરનું એકેક પગથીયું ચડતાં તેને ધીરજ ન રહી, તેથી બે ત્રણ પગથીઆં કુદતો કુદતો તે પોતાની મા અને બહેન બેઠાં હતાં ત્યાં ગયો.

એની માનું નામ સરસ્વતી. લોકોનું શીવી સાંધીને તે પોતાનું અને છોકરાંનું પૂરૂ કરતી, એટલે હમણાં પણ તે કાંઈક શીવતી હતી.

દાદરમાં પોતાનાં ભાઈનાં પગલાં સાંભળીને નાની બકુલા તે તરફ દોડી. પોતાના ભાઇને વળગી પડીને પૂછ્યું: "ભાઈ, આજે તમે શું કમાઈ આવ્યા ?"

તેના ભાઇએ ગીની વિષે બધી વાત કરી. તે તો બહુ હરખાઈ અને પોતાની માને કહ્યું: "બા, હવે તો આપણે પૈસાદાર થયાં; ખરૂં કે નહીં ?"

સરસ્વતી પોતાનાં છોકરાં વાત કરતાં હતાં તે સાંભળ્યા કરતી હતી તેણે ગીની વિષે સાંભળ્યું અને વસંતને

કહ્યું: "વસંત, આખો દિવસ ગમે તેટલું કામ કરે, પણ આ ધંધામાં ગીની કોઇ ન કમાય. મને ખરેખરૂં કહે. તું કેવી રીતે ગીની લાવ્યો ?"

તેની માને વહેમ પડયો કે તેના છોકરાએ કંઈ ખોટું કામ કરીને ગીની મેળવી હશે.

સરસ્વતી ગરીબ હતી, પણ ઘણી પ્રમાણિક હતી. પોતાનાં છોકરાંને પણ તે પ્રમાણિક થવા શીખવતી હતી.

વસંતે પોતાની માને ભૂપેન્દ્રની બધી વાત કહી, અને પછી કહ્યું, "મેં જેવી એ ગીની દીઠી કે તરત તે ગૃહસ્થને આપવાને આસપાસ જોયું, પણ તે તો ચાલ્યા ગયા હતા. હું તો તેમને ઓળખતો નથી, એટલે કયાં રહે છે, તેની પણ મને ખબર નથી. માટે હવે તો એ ગીની આપણી જ."

બકુલાએ કહ્યું, "હા બા ! એ તો આપણી જ ગણાય."

સરસ્વતીએ કહ્યું, "મારાં વહાલાં બાળકો ! આપણે પ્રમાણિક થવું જોઇએ. કોઇએ ભૂલમાં આપ્યું માટે તે આપણું ન થઈ ગયું. વસંત, ધાર કે તેં કોઈ માણસને ભૂલમાં કાંઇને બદલે કાંઈ આપ્યું હોય, તો તે વસ્તુ તે માણસની કહેવાય કે ?"

વસંત—"અરે ! કદી નહીં, બા; મેં ભૂલમાં આપી તેથી તેની શાની ? એ તો હું પાછી લઈ લઉં."

સરસ્વતી—"બરાબર, મારા બેટા. તેમ જ આ ગીની છે તે તારી નહીં પણ જે ગૃહસ્થે ભૂલમાં તને આપી તેની જ કહેવાય. તે આપણાથી વપરાય નહીં."

વસંત—"ત્યારે હવે હું એ ગૃહસ્થને ક્યાં શોધવા જાઉં ?"

સરસ્વતી—"તું રોજ જ્યાં જાય છે ત્યાંથી તેઓ જતા આવતા હશે. માટે તારે રોજ નજર રાખવી, અને તેમને જુએ કે તરત આપી દેવી."

વસંતે ગીની પોતાની માના હાથમાં મૂકી. નાની બકુલાની આંખમાંથી આંસુ સરી પડ્યાં. તેની માને પણ પોતાનાં છોકરાં નિરાશ થયાં તેથી આંખમાં આંસુ આવ્યાં.

આખરે સૌ સૌને કામે વળગ્યાં. થોડી વારે બધાં ગીનીની વાત ભૂલી ગયાં.

( ૨ )

એ લોકોની પહેલાં શું સ્થિતિ હતી તે આપણે જોઇએ.

વસંતનો બાપ સુથારનો ધંધો કરતો હતો. તેમાં તે સારૂં કમાતો હતો. તેણે સુથારી ધંધામાં પોતાની પાસે થોડી પુંજી એકઠી કરી હતી. ઘરમાં થોડું મધ્યમ-સરનું રાચરચીલું પણ હતું.

તેની સ્ત્રી સરસ્વતીને વસંત અને બકુલા નામનાં બે છોકરાં હતાં. વસંત મોટો હતો, અને બકુલા નાની હતી. તેઓ આનંદથી દિવસો ગુજારતાં હતાં. એટલામાં વસંતના બાપને શરદી લાગુ પડી.

તેને પહેલાં તો તેની અસર થોડી જણાઈ ને ગણકાર્યું નહીં, અને કામ ઉપર જવાનું ચાલુ રાખ્યું. પણ દિવસે દિવસે શરદી વધતી ગઈ અને આખરે તેણે ત્રિદોષનું રૂપ લીધું.

તેને સખત તાવ આવવા માંડયો. પાંસળાંમાં દુઃખાવો પણ થયો. પછી તો તે છેક ખાટલાવશ થયો, અને છેવટે કામ ઉપર જતો બંધ થયો.

તેની સ્ત્રી તેની ઘણી કાળજીથી સારવાર કરતી હતી. વસંતના બાપની કમાણી બંધ થઈ એટલે પાસે જે પુંજી હતી તેમાંથી એ લોકોનું ગુજરાન ચાલતું, અને વસંતના બાપને માટે દવા વગેરેમાં પણ પૈસા જતા- આખરે પુંજી પૂરી થઈ અને ઘરમાં જે રાચરચીલું હતું તે પણ ધીમે ધીમે વેચી નાખ્યું. વસંતના બાપને તો દરદ દિવસે દિવસે વધતું જ ગયું, અને આખરે તે મરણ પામ્યો.

હવે પોતાનું તથા પોતાનાં બાળકોનું પૂરું કરવાનો બધો ભાર વસંતની માને માથે આવ્યો. તેને શીવતાં આવડતું હતું, એટલે વેચાતું શીવીને તથા બીજું પરચુરણ ભરત ગુંથણ વગેરેનું કામ કરીને તે જેમ તેમ બધાનું પૂરું કરતી.

એમ કરતાં વસંત જરા મોટો થયો એટલે તેને એક કાપડીઆની દુકાને ઉમેદવારી માટે રાખ્યો.

ત્યાંથી પહેલો પગાર વસંતના હાથમાં આવ્યો. તે પોતાની માને આપતાં વસંતને ઘણો આનંદ થયો, કારણ હવે તે પોતાની માને મદદગાર થવા શક્તિમાન થયો હતો.

પણ તે લાંબો વખત ચાલ્યું નહીં. કાપડીઆને ખોટ આવી ને એનો ધંધો પડી ભાંગ્યો. બિચારો વસંત નોકરી વગરનો થઈ ગયો.

તેણે બીજી એવી નોકરીની ઘણી ખબર કાઢી, પણ કાંઈ વળ્યું નહીં.

એક દિવસ વસંત કાંઈ કામે બહાર જતો હતો, એટલામાં કેટલાક છોકરાને વાત કરતાં સાંભળ્યા. તે બૂટ પૉલીશ કરનારા છોકરાઓ હતા. એ લોકો પોતપોતાની કમાણી એક બીજા સાથે સરખાવતા હતા. તે ઉપરથી વસંતને તરત ખ્યાલ આવ્યો, ને તેણે નક્કી કર્યું કે હું પણ એ ધંધો કરીશ.

તેણે ઘેર જઇને બધી વાત પોતાની માને કરી, અને પોતાનો વિચાર જણાવ્યો.

તેની માએ પહેલાં તો ના કહી કે, "બેટા, એ ધંધામાં તને કાંઈ ફાયદો નહીં થાય. વળી એવો રખડ-પટ્ટીનો ધંધો તું શું કામ કરે?"

વસંતે બહુ આગ્રહથી કહ્યું. વળી તે છેક નોકરી વગરનો હતો. એટલે આખરે તેની માએ તેને નછૂટકે રજા આપી.

વસંત તરત જ થોડા પૈસા લઈને બજારમાં ગયો, અને થોડાં બ્રશ અને બ્લેકીંગ ખરીદી લાવ્યો. એક જૂની પેટી ઘરમાં પડી હતી તે લીધી, અને બૂટ પૉલીશનો ધંધો શરૂ કરી દીધો. ધીમે ધીમે તેમાં થોડું કમાવા માંડ્યું. એમ કરતાં એક દિવસે આગળ આપણે વાંચી ગયા તે ગીનીવાળો બનાવ બન્યો.

( ૩ )

બીજે દિવસે સવારે વસંત વહેલો ઉઠ્યો. નાસ્તો કરી દૂધ પીને પેટી અને ગીની લઇને હંમેશની જગ્યાએ ગયો. તે ભૂપેન્દ્રને જોવાને આસપાસ નજર રાખતો, અને તેના જેવો કોઇ માણસને જતો જુએ તો તેની પાછળ દોડતો.

તે દિવસે ગ્રાહકો આવે પણ તેને જુએ નહીં એટલે તે પાછાં ચાલ્યાં. વસંત ભૂપેન્દ્રને બદલે બીજાને જુએ એટલે નિરાશ થઇને ચાલ્યો આવે.

એમ કરતાં દિવસ પૂરો થયો. તે દિવસે તેને કમાણી પણ સારી ન થઈ, અને ભૂપેન્દ્ર પણ ન મળ્યો. તે ઘેર આવ્યો અને પોતાની માને કહ્યું, " બા, આજે તો એ ગૃહસ્થ ન મળ્યા, એટલે હવે તો ગીની આપણી જ કહેવાય."

તેની માએ કહ્યું, "ના ભાઈ! રોજ એ પ્રમાણે એમની તપાસમાં રહેજે ને જ્યારે એ મળે ત્યારે તેમને પાછી આપજે. જો ખુશી થઇને તને એ પાછી આપે તો જ એ તારી કહેવાય."

વસંત હમેશાં પોતાની જગ્યાએ જતો ને ભૂપેન્દ્રને શોધવા નજર રાખતો. આખરે એક દિવસ તેણે તેને ત્યાંથી પસાર થતો જોયો. વસંત તેની પાસે દોડયો અને કહ્યું, "સાહેબ, તમારા પૈસા ખોવાયા છે?"

ભૂપેન્દ્રે ગજવામાં હાથ નાંખી જોઈને કહ્યું, "ના. મારા પૈસા કાંઈ ખોવાયા નથી."

વસંતે કહ્યું, "આજે નહીં, પણ ત્રણ ચાર દિવસ ઉપર તમે ઉતાવળમાં જતા હતા, ને મને બોલાવી બૂટ સાફ કરાવ્યાં. પછી થોડા પૈસા આપીને જતા રહ્યા, તેમાં ભૂલમાં આ ગીની મને આપી દીધી. મેં તરત તો જોયા વગર ગજવામાં મૂકી દીધી, પણ પછી જોયું ત્યારે તમને બહુ શોધ્યા પણ દેખાયા નહીં. બા કહે છે કે ભૂલમાં આવેલી તે આપણી ન ગણાય. તેથી ત્રણ દિવસથી રોજ જોઉં છું પણ તમે મળતા ન હતા. આજે આઘેથી દેખીને હું દોડી આવ્યો." એમ કહીને તેણે તે સાચવી રાખેલી ગીની ભૂપેન્દ્રના હાથમાં મૂકી.

ભૂપેન્દ્ર તો બધું સાંભળી દિંગ થઈ ગયો.

તેણે કહ્યું "છોકરા, તું ઘણો જ સારો છે. લે, આ ગીની હું તને બક્ષીસ આપું છું.

એમ કહી તે ગીની તેણે વસંતને પાછી આપી દીધી.

તેણે વસંતને તેનું અને તેના માબાપનું નામ તથા તે ક્યાં રહેતો હતો એ ઠેકાણું પૂછી પોતાની નોંધપોથીમાં લખી લીધું; અને પોતાને રસ્તે ચાલ્યો ગયો.

વસંત બહુ ખુશી થયો. તે દિવસે એને બીજી કમાણી પણ સારી થઈ. તે ખુશ થતો પોતાને ઘેર આવ્યો ને ઓરડામાં પેઠો, તો ઓરડામાં એક મેજ અને આસપાસ ત્રણ ચાર ખુરશી જોઇ તેને નવાઈ લાગી.

જાળીમાંથી જોયું, તો પાસેના ઓરડામાં ચુલા ઉપર એક પેણીમાં કાંઈ સારી વાની તળાતી જોઇ. વળી મીઠાઇ વીગેરે સારી ખાવાની વસ્તુઓ પણ ત્યાં આગળ પડેલી હતી.

વસંતને લાગ્યું કે હું ભૂલમાં મારૂં જાણીને બીજાના ઘરમાં તો નથી ઘુસ્યો ! એણે આસપાસ નજર ફેરવી તો એની મા અને બહેન એક બાજુ ઉપર કાંઈ કામ કરતાં હતાં.

તે હર્ષભેર ત્યાં દોડી ગયો ને પૂછ્યું, "બા ! આ બધું શું ? ક્યાંથી આવ્યું ?"

એની માએ કહ્યું, "જા, એક વાર તું બધાં કપડાં ઉતાર. પછી બધી વાત કહું."

વસંત કપડાં ઉતારવા બીજા ઓરડામાં ગયો.

(૪)

વસંત કપડાં ઉતારીને આવ્યો એટલે એની માએ કહ્યું, "એક ગૃહસ્થ આજે અહીં આવ્યા હતા. તેમણે તારે વિષે પૂછ્યું એટલે હું ગભરાઈ. મેં જાણ્યું કે નક્કી જેણે ભૂલમાં ગીની તને આપેલી તે જ ગૃહસ્થ હશે, ને તેમને તેં ગીની પાછી ન આપી તેથી તને લુચ્ચો ધારીને શિક્ષા કરાવવા આવ્યા હશે. મેં એમને કહ્યું કે, વસંત અહીં જ રહે છે. પણ હમણાં પૉલીશને વાસ્તે ફેરી ઉપર ગયો છે. તેઓ પછી થોડી વાતચીત કરીને ઘેર ગયા, અને થોડી વાર રહીને બે ત્રણ માણસો આ બધી ચીજો લાવ્યાં."

વસંતે એની માને પૂછ્યું, "એમણે કાળો ઓવરકોટ પહેર્યો હતો ?"

"હા."

"તેમનો ઘાંટો મધુર હતો ?"

"હા."

"એમનાં બૂટ ચમચમ બોલતાં હતાં ?"

"હું ધારું છું કે તેમ થતાં હતાં."

વસંતને ઘણો જ આનંદ થયો. તે તાળી પાડી બોલી ઉઠયોઃ "બરાબર એ જ."

તેની માએ પુછ્યું કે કોણ? વસંતે કહ્યું: "જે ગૃહસ્થે મને ભૂલમાં ગીની આપી હતી તે જ." એમ કહી તેને ભૂપેન્દ્ર મળ્યો હતો તે બધી વાત કહી.

બધાં ખુશી થયાં અને આજે બધી ખાવાની સુંદર વાનીઓ કરી હતી તે મોજથી ખાધી.

એની માએ કહ્યું, "એ ગૃહસ્થ તારે વાસ્તે એક ચીઠ્ઠી આપી ગયા છે."

વસંતે ચીઠ્ઠી વાંચી, તો તેમાં લખ્યું હતું કે, "કાલે સવારે અગીયાર વાગે મને મળજે."

એને શા વાસ્તે બોલાવ્યો હશે તે વિષે બધાંએ વિચાર કરવા માંડયો.

બકુલાએ કહ્યું, "વખતે મારે વાસ્તે કાંઈ સુંદર ચીજો મોકલવાના હશે!"

રાત્રે બધાં સુતાં પણ વસંતને ઉંઘ આવી નહીં. તેને અનેક જાતના વિચારો આવવા માંડયા.

જેમ તેમ કરતાં સવાર પડી, અને વસંત હંમેશની માફક નાસ્તો કરી પેટી લઇને પાછો ફેરીએ નીકળ્યો. રોજને ઠેકાણે આવી પોતાનો ધંધો શરૂ કર્યો.

થોડી વારે ભૂપેન્દ્ર એના કોઈ પારસી મિત્ર સાથે વાત કરતો ત્યાંથી પસાર થતો હતો. ભૂપેન્દ્રનું તો ધ્યાન

ન હતું, પણ વસંતે તેને જોયો, ને પાછળ દોડી કહ્યું, "કેમ સાહેબ ? તમારાં બૂટ સાફ કરવા દેશો ?"

ભૂપેન્દ્ર તેને જોઈ ખુશી થયો. બૂટને પૉલીશ કરાવવાને પેટીપર પગ મૂકયો.

વસંતે બૂટ સાફ કરવા માંડયાં; અને બધી ચીજો મોકલી હતી તેને માટે ઉપકાર માન્યો.

પૉલીશ થઇ રહ્યાં એટલે પૈસા આપવા ભૂપેન્દ્રે ગજવામાં હાથ નાખ્યો. વસંતે કહ્યું, "ઉપકાર થયો સાહેબ, મારે તમારી પાસેથી પૈસા નથી લેવા."

ભૂપેન્દ્રે હાથ લઈ લીધો અને કહ્યું, "આજે અગીઆર વાગે મારી ઑફિસમાં જરૂર આવજે."

પછી વસંત પોતાને ઘેર ગયો અને જમીને ભૂપેન્દ્રની ઑફિસમાં ગયો. ત્યાં ભૂપેન્દ્રે એક ખુરશી ઉપર બેસવાનું કહ્યું. તે બેઠો.

પછી ભૂપેન્દ્રે કહ્યુંઃ "છોકરા, મારા એક પારસી મિત્ર છે. તેમને મેં તારે વિષે વાત કરી છે. હું ચીઠ્ઠી આપું તે લઈ એમની પાસે જા. એ મોટા વેપારી છે. તને નોકરીમાં રાખશે. પછી તારે તારા હમણાંના નાના ઘરમાં નહીં રહેવું પડે."

વસંત કહેઃ "મને માફ કરો સાહેબ, પણ હું મારી બાને મૂકીને બીજે કાંઇ નહીં જાઉં."

ભૂપેન્દ્રે કહ્યું "નહીં; હું કાંઈ તારી માને છોડીને જવાનું નથી કહેતો. તારી મા ઘણી ભલી સ્ત્રી છે. તેણે જ તને પ્રમાણિક થવાનું અને સાચું બોલતાં શીખવ્યું છે. હું તારી માને રહેવાને માટે એક સારો રાચરચીલાંવાળો ઓરડો આપીશ. ત્યાં તમે રહેજો. તું આ ચીઠ્ઠી લઇને પરબીડીયા ઉપર નામ લખ્યું છે તે ગૃહસ્થની પાસે જજે, ને કાલે આ વખતે મને મળજે."

વસંત ચીઠ્ઠી લઇને નીકળ્યો. ચીઠ્ઠી નીચે પ્રમાણે હતીઃ

મહેરબાન સાહેબ,

આ ચીઠ્ઠી લાવનાર છોકરો જેને વિષે મેં તમને વાત કરી હતી તે વસંત ખરીદી છે. એ છોકરો ઘણો પ્રમાણિક અને સારો છે. એ તમને ઘણો ઉપયોગી થઇ પડશે. એની મા પણ એક ઘણી ભલી સ્ત્રી છે.

લિ૰

તમારો સાચો દોસ્ત,

**ભૂપેન્દ્ર મહેતા**

---

શેઠ શાવકજી રતનજી, કોલાબા, મુંબાઇ,

એમને પહોંચે.

વસંત આ ચીઠ્ઠી લઇને શેઠ શાવકજી પાસે ગયો, ને ચીઠ્ઠી બતાવી.

તેમણે ચીઠ્ઠી વાંચી અને વસંતને તેનો ધંધો શું છે? તારો બાપ કોણ હતો? મા શું કરે છે? એવા એવા થોડા સવાલો પૂછ્યા. વસંતે ખરેખરા જવાબો આપ્યા.

શેઠ ખુશી થયા. તેને પોતાની નોકરીમાં રાખ્યો.

બીજે દિવસે વસંત ભૂપેન્દ્રની ઑફીસમાં ગયો; ને બધી વાત કરી. ભૂપેન્દ્ર ઘણો ખુશી થયો. પછી એક રાચરચીલાંવાળો ઓરડો એ લોકોને રહેવાને આપ્યો. તેમાં બધાં આવીને રહ્યાં. વસંતને સારો પગાર મળતો તેથી તે હવે પોતાની માને મહેનત કરવા દેતો નહીં.

વસંતે એ નોકરીમાં રહ્યા પછી ચાલાકી દેખાડી તેથી શેઠે ખુશી થઇને પોતાના કારખાનાનો તેને ઉપરી બનાવ્યો.

* * * * * *

વરસો વહી ગયાં. વસંત પરણ્યો, અને તેને છોયાં છોકરાં થયાં. વસંત હંમેશાં પોતાનાં છોકરાંને બેસાડીને પેલી ગીની બતાવી બધી વાત કહેતો.

ભૂપેન્દ્રે ભૂલમાં આપેલી ગીની તેણે સંઘરી રાખી હતી. તે તેણે કદી વાપરી નહોતી. કોઇવાર તંગી હોય ને વાપરવાનું મન થાય તો પોતાની માના શબ્દો સંભારતો: "બેટા, હમેશાં સાચાબોલા અને પ્રમાણિક થજે."

એ ગીનીએ જ પ્રમાણિકપણું શીખવ્યું હતું, અને તેથી જ એની ચડતી થઇ હતી, તે વાત એ હમેશાં યાદ કરતો.

તેણે પોતાના મરણ વખતે પોતાના છોકરાને એ ગીની આપી અને કહ્યું, "આ ગીની જોઇને પ્રમાણિક અને સાચા થવાનું યાદ રાખજો, મારા બેટાઓ! તેથી જ તમે સુખી થશો."

સમાપ્ત

## ા માટે ખાસ મંગાવવા જેવી ચોપડીઓ.

| | |
|---|---|
| બાલભાગવત ... ... | ૦-૧૦-૦ |
| સદુપદેશ ... ... | ૦-૧૦-૦ |
| નીતિશાસ્ત્રના મુળતત્વો ભાગ ૧લો | ૦-૫-૦ |
| ,, ,, ભાગ ૨જો | ૦-૬-૦ |
| ઘરમાં રમવાની રમતો ... ... | ૦-૪-૦ |
| સમ્રાટ જ્યોર્જ ... ... | ૦-૬-૦ |
| ગીતાંજલી ... ... | ૦-૮-૦ |
| બાલપંચતંત્રની વાતો ... ... | ૦-૪-૦ |
| બણુવકૃત બાલવાર્તા ... ... | ૦-૩-૦ |
| મંનીતિ બોધિનિ ભાગ ૧ ... | ૦-૨-૬ |
| દુર્ઈ ઘોડો ... ... | ૦-૨-૦ |
| નેરી પંખી ... ... | ૦-૨-૬ |
| ોમાની વાતો ... ... | ૦-૨-૦ |
| ક ... ... | ૦-૪-૦ |
| વચનમાળા ... ... | ૦-૧-૦ |
| દીવો ... ... | ૦-૧-૩ |
| નિબંધ કરમાળા ... ... | ૦-૫-૦ |
| મહારાજા કનકકાન્ત ... ... | ૦-૧-૬ |
| પરધન મીટ્ટી સમાન ... ... | ૦-૧-૬ |
| નીતિની શિખામણો ... ... | ૦-૨-૦ |
| વેનીસનો વેપારી ... ... | ૦-૩-૦ |
| સુદામો ... ... ... | ૦-૬-૦ |
| રાજસુય યજ્ઞ ... ... | ૦-૪-૦ |

**મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ.**

બુકસેલર્સ, નાણાવટ—સુરત.